| | | |
|---|---|---|
| ૫. બ્રહ્મદેશ | રંગુન | ગવર્નર |
| ૬. આસામ પ્રાંત | શિલોંગ | ગવર્નર |
| ૭. બંગાળા પ્રાંત | કલકત્તા | ગવર્નર |
| ૮. બિહાર ને ઓરિસ્સા | પટણા | ગવર્નર |
| ૯. આગ્રા તથા અયોધ્યાના સંયુક્ત પ્રાંતો | અલ્લાહાબાદ | ગવર્નર |
| ૧૦. દિલ્હી પ્રાંત | દિલ્હી | ચીફ કમિશનર |
| ૧૧. મધ્ય પ્રાંતો ને વરાડ | નાગપુર | ગવર્નર |
| ૧૨. અજમેર ને મેરવાડા | અજમેર | ચીફ કમિશનર |
| ૧૩. બ્રિટિશ બલુચિસ્તાન | કવેટા | ચીફ કમિશનર |
| ૧૪. વાયવ્ય તરફની સરહદનો પ્રાંત | પેશાવર | ચીફ કમિશનર |
| ૧૫. પંજાબ પ્રાંત | લાહોર | ગવર્નર |

હિંદ માંહેલા દેશી રાજ્યોમાં નાનાં મોટાં મળી ૮૦૦ દેશી રાજ્યો છે. મોટું દેશી રાજ્ય હૈદ્રાબાદનું છે. દેશી રાજ્યોના મુખ્ય બે વર્ગ થઈ શકે. (૧) વડી સરકારની સીધી હકુમતમાં રહેલાં રાજ્યો. (૨) પ્રાંતિક સરકારની હકુમતમાં રહેલાં રાજ્યો, દરેક વર્ગમાં બે પ્રકારનાં રાજ્યો છે. (૧) પાસે પાસે આવેલાં દેશી રાજ્યોનો જથો (એજન્સિ). (૨) છુટાં છુટાં આવેલાં જુદાં જુદાં રાજ્યો (સંસ્થાનો).

વડી સરકારના તાબામાં રજપુતના, મુખ્ય હિંદુસ્તાન, બલુચિસ્તાન, વાયવ્ય સરહદ અને કાઠિયાવાડ એ પાંચ એજન્સિઓ અને હૈદ્રાબાદ, વડોદરા, કાશ્મીર, મ્હેસુર એ ચાર સંસ્થાનો છે. એ દરેકમાં વડી સરકાર તરફથી એજન્ટ રહે છે, એજન્સિઓના ઉપરીને એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ ને સંસ્થાના ઉપરીને રેસિડંટ કહે છે.

સમાપ્ત